# ભગવદ્‌કિર્ત્તન.

## પદ ૧.

### વૈષ્ણવ કોણ?

વૈષ્ણવ જન તો ત્હેનેરે કહીએ, જે પીડ પરાઈ જાણેરે;
પરદુઃખે ઉપકાર કરે, તોય મન અભિમાન ન આણે રે—ટેક
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે નવ કરે કેની રે;
વાચ કાય મન નિશ્ચલ રાખે, તો ધન્ય ધન્ય જનની ત્હેની રે-વૈ.
સમદ્રષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
હ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ગ્રહે હાથ રે—વૈ.
. માયા વ્યાપે નહિ ત્હેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
નામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાંરે—વૈ.
લોભી ને કપટરહિત છે, કામક્રોધને નીવાર્યા રે;
નરસૈયો ત્હેનું દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે—વૈ.

—:o:—

## પદ ૨.

### ભગત લક્ષણ વિષે.

:શી જન તેને જાણીએ, જેમાં એવા ગુણ હોય;
. ડા સ્તુતિ કોઇની નવ કરે, સઘળું સમદ્રષ્ટિ જોય—ત્રાદૃષી.

જેના [illegible] ટળે પ્રપંચનું ધ્યાન;
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અજ્ઞાન—તાદૃશી.
ગુણ ગાયે ગોવિંદના, પ્રફુલ્લિત તન થાય;
નેત્ર પ્રવાહ વહે પ્રેમનો, હરખે હૃદય રૂંધાય—તાદૃશી.
પરદુઃખ દેખી દાઝે ઘણું, નવ કરે કોઇનો દ્રોહ;
ઇંદ્રિયજીત સાચા સદા, ન પામે મન મોહ—તાદૃશી.
સકળ સચરાચરને વિષે, વસ્યા દેખે ભગવાન;
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહિં અભિમાન—તાદૃશી.
સઘળી લીલા તે અવિનાશીની, જેમાં લુબ્ધ જેનું મન;
પ્રીતિ બહુ પરઉપકારમાં, સદા પ્રસન્ન વદન—તાદૃશી.
નટવર ઝળકે નેણમાં, કાંતિ કરૂણામય હોય;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો નહિ જોય—તાદશી.
હરિજન વૈષ્ણવને વિષે, જેને અતિ ઘણું વહાલ;
દૃઢ આશરો દીનતા ઘણી, બોલે વચન રસાલ—તાદૃશી.
વિહ્વળતા વિઠ્ઠલેશસું, મુખે કૃષ્ણનું નામ;
એવા ભગવદીના દાસના, હરિદાસ ગુણ ગાય—તાદૃશી.

---

પદ ૩.

(ભુજંગી છંદ.)

પ્રભુને ગમે તે સમે સર્વ સહેવું;
સદા રાજી રાજી રૂદેમાંજ રહેવું;

કદી હેબકી હામ હૈયે ન હારો;
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૧

સજ્યો ઇશ્વરે વિશ્વનો ખેલ એવો,
જુઓ માંડવો મેહનો હોય જેવો;
થનારો ઘડીમાં ઘડીમાં જનારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૨

મળે એક કાળે વિવાની વધાઇ,
મળે એક કાળે મહા ભોગ ભાઇ;
ન ચાલે સદા કાળ સારો નઠારો;
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૩

જતી હોય જો આબરૂ એક કાળે,
થતી હોય કાયા કદી ભંગ ભાલે;
પ્રભુની પૂરી એવી ઇચ્છા વિચારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૪

જુઓ જાનકી રામ રાજાની રાણી,
ખભે તેડીને રાવણે રોતી આણી;
ધરી ધૈર્યને જોગ જેવો ગુજાર્યો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૫

સતી દ્રૌપદીને સભા મધ્ય આણ્યાં,
પતિ દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં;
તથાપિ ન તે તો તજ્યો પ્રાણ પ્યારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૬
પીડા ભૂપ પામ્યો હરિશ્ચંદ્ર પૂરી,
જીવ્યો કષ્ટ કાળે કરીને મજુરી;
બડા હાથી હોદે હતો બેસનારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૭
કદી મિત્ર કેરૂં મહા કષ્ટ જોઇ,
ઘણાં ગાભરા થૈ રહેવું ન રોઇ;
ઉપાયો કરી આપદાથી ઉગારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૮
કૂવામાં પડેલો કદી એક કોઇ,
રહ્યો મિત્ર તેનો કૂટે માથું રોઇ;
કૂટયાથી કહો તે બચે શું બિચારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૯
કશી જુક્તિ ચાલે નહિ જ્યાં કદાપિ,
દિલે ધારી જોવું ન રોવું તદાપિ;
ભજે દેવ શાંતી સજે એજ સારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૧૦

—:o:—

## પદ ૪.

ક્રિયો ગોપાલહિં કો સબ હોય,
જો જાને પુરૂષારથ અપનો અતિ કર ઝુઠો સોય. ૧
દુખસુખ લાભઅલાભ સહે જગ તાહિ ન મરિયે રોય,
જો કછુ લેખ લિખ્યો નંદ નંદન મેંટસકે નહિં કોય. ૨
ઉદ્યમ સાધન જંત્ર મંત્રયે સબ કચ્છુ ડારીએ ધોય,
પરમાનંદદાસ ઠાકુરકે ચરણ કમલ ચિત્ત પોય. ૩

——:o:——

## પદ ૫.

ગમ ન પડે નરને ગોવીંદની ગતી ન્યારીરે—ગમ૦
અકળ કળા ઇશ્વરની એમાં શું સમજે સંસારી—ગમ૦
ઉજળો દિન દેખી જન જાણે, ન્યાલ થયો આ ટાણે;
કાલ દિવસ કેવો દેખાશે, એ તો ઇશ્વર જાણેરે—ગમ૦
પુત્ર જનમ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખે જોઇ;
પળકવાર પછી શું નિપજશે, કળી શકે નહીં કોઈ—ગમ૦
રૂડી રસોઇ તૈયાર કરીને, ભોજન પીરસ્યાં ભાણે;
ભાગ્ય વિના ભોજન કરવાની, આશા ફોકટ આણેરે—ગમ૦
ચૂનાબંધ હવેલી ચણાવે, જેવા લાયક જેવી;
વાસ્તુ દિન વૈકુંઠ સીધાવે, ઇશ્વરકૃત ગતી એવી રે—ગમ૦

મોટા મોટા મનસુબા કરી, મોટા પગરણ માંડે;
જાણે નહીં જે જમના કીંકર, કાળ પકડશે કાંડે રે—ગમ૦
ખારા રણનાં ખુબ ઝાંઝવા, ભાળી નહીં ભરમાવું;
દુનીઆના સુખ એવાં દેખી, ફોકટ શું ફુલાવું રે—ગમ૦
સંસારી સુખ સ્વપ્ના જેવાં, નહીં ભરૂસો ઝાઝો;
સુખ પામી મગરૂર થવું નહીં, દુખ દેખી નવ દાઝોરે—ગમ૦
મુઠીમાં જે હવા ભરી તે, વહી જતાં શી વાર;
અવશ્ય જાણો એહ તરેહનો, સઘળો છે સંસારરે—ગમ૦
પળમાં છાયો પળમાં તડકો, જગમાં જેમ જણાય;
રાજા પળમાં રાંક બને છે, રાંક બને છે રાયરે—ગમ૦
એક ઘડી આનંદ વધે, અને એક ઘડીમાં શોક;
એકની સ્થીરતા નથી અંતે, ફળ તેના છે ફોકરે—ગમ૦
કરી શકીએ તે ઉપાય કરવા, અંતે સઘળું સહેવું;
ઇશ્વરની ઇચ્છા પરમાણે, જેમ રાખે તેમ રહેવું—ગમ૦

——:o:——

## પદ ૬.

## સાચા ત્યાગની ખૂબી.

છંદ

ઘર મીલે ઉસે જો અપના ઘર ખોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ.

જો રાજ તજે વો મહારાજ કરતા હૈ;
ઓર જાન તજે સો કભી નહીં મરતા હૈ.
સુખ ત્યાગે ફીર વો, ઓરકા દુઃખ હરતા હૈ;
ધન તજે સો ફીર દોલતસે ઘર ભરતા હૈ.
જો પલંગ તજે સો ફુલો પર સોવે હૈ;
જો ઘર રખે સો ઘર ઘરમેં રોવે હૈ.
જો પર દારકો તજે વો પાવે રાની;
ઓર જુઠ બચન દે છોડ સિદ્ધ હોય બાની.
જો દુરબુદ્ધિ કો તજે વહી હોવે જ્ઞાની;
મનસા ત્યાગે તો મીલે રીધ મનમાની.
જો સર્વ તજે ઉસકો સબ કુછ હોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ.
જો કુછ ઇચ્છા નહીં કરે વો ઇચ્છા પાવે હૈ;
ઔર સ્વાદ તજે તો અમૃત ભોજન ખાવે.
નહી માગે તો ફલ પાવે જો મન ભાવે;
હૈ ત્યાગ મેં તીનો લોક બેદ યું ગાવે.
જો મેલા હોકે રહૈ વો દીલ ધોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ.
જો પક્ષપાત કો તજૈ તો સબકો જીતે;
ઓર કામ તજે તો હોય કામ મન ચીતે.

કહે દેવીસીંહ હરનામ જીન્હોને લીને;
ઉનકો ગોવીંદને બ્રહ્મ લોક પુરી દીને.
અબ બનારસી ઘર ખોકે બ્રહ્મ જોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ.

——:૦:——

## પદ ૭.

મરજીવા રસ માણે, મારા સંતો મરજીવા રસ માણે હેજી—ટેક
કઠણ દુધ છે વાઘણ કેરૂં, પીવા ઇચ્છા આણે હેજી;
નિજ બાળક વિણ કોઇ જન ચાહે,
પ્રાણ તજે તે ટાણે—મારા સંતો મરજીવા૦ ૧
મહારોગ છે જેના મનમાં, ભુખ્યો રહે ભરે ભાણે હેજી;
અમર અજર રસ કેરાં સુખ તો,
વિરલા વાતો જાણે—મારા સંતો મરજીવા૦ ૨
ગુરૂગમ વિના ગોથાં ખાશો, પટકે પારસ પાહાણે હેજી;
હ રી હી રો હ ર દા માં રા ખો,
જેને વેદ વખાણે—મારા સંતો મરજીવા૦ ૩
જન્મમરણનું દુઃખ છે જબરૂં, પુર્વનું પુન્ય પ્રમાણે હેજી;
સાકુટ નુધરા તે શું સમજે,
મુરખા મતને તાણે—મારા સંતો મરજીવા૦ ૪
શીરસાટે સતગુરૂને સેવો, પામે પદ નિરવાણે હેજી;
ગણપત ગુરૂ જે જન જાણે,
આગળની ઓળખાણે—મારા સંતો મરજીવા૦ ૫

——:૦:——

## પદ ૮.

હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને.
સુત, વિત્ત, દારા, શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગમે ભરે મુઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન દેખે જોને.

---:o:---

## પદ ૯.

## પરમાર્થ વિષે.

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ધરયો,
વૈરાગ્યથી વસ્તી તજીને, વન વિષે જઇને વસ્યો;
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખીને ભર્યું,
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?**

તેં નિત્ય સ્નાન, ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને,
તેં પંચ ગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળી ઘોળીને;
આહાર એકજવાર કરવો, એવું વ્રત તેં આચર્યું,
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?**
તેં હોમ હવન ઘણાં કર્યાં, ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલતી નદીએ ચડાવ્યાં, દુધ દહીં ગાયો તણાં;
બહુ વર્ષ મુખ મુનિવ્રત ધર્યું, તે ઠીક તુજ મનમાં ઠર્યું,
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?**
તેં નવ નવા નૈવેદ કરીને, તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસને એકાસણાં કરી, દેહને બહુ તેં દમ્યો;
ખાડો ખણીને દાટીયું, જે અન્ન જમતાં ઉગર્યું,
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?**
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને,
તેં સ્તોત્ર પાઠ ઘણાં કર્યાં, નિત્ય નિત્ય નિયમો ધારીને;
ગદગદ સ્વરે ગુણગાન કરતાં, આંખથી આંસુ ઝર્યું,
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?**
ભગવાન લુખી ભક્તિથી, રીઝે નહિ તલ માત્ર તે,
પણ ભક્તિ પર ઉપકાર સાથે, થાય પ્રભુ પ્રિયપાત્ર તે;
તે વગર વાદ વિવાદ કીધા, કામ તેથી શું સર્યું?
**શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?**

---

## પદ ૧૦.

## સ્તુતિ.

શાંતિ શાંતિ શાંતિ, પ્રભુ, શાંતિ સદા આપો. (ટેક)
પરમ કૃપા કરી કૃપાળ (૨) ક્લેશ કષ્ટ કાપો—શાંતિ૦
શરણ આવી વિશ્વનાથ (૨) વંદન કરી જોડી હાથ (૨)
સર્વ જપે ભક્ત સાથ (૨) શાંતિ સુખ આપો—શાંતિ૦
કરુણામય દૃષ્ટિ કરો (૨) હૃદય તિમિર સર્વે હરો (૨)
મનવાંછિત અર્થ પુરો (૨) સુણી તમે વિલાપો—શાંતિ૦
જપી તમારૂં પુણ્ય નામ (૨) કરીએ તમને પ્રણામ (૨)
સત્ય શુદ્ધ ધર્મ, સકળ દેશ વિષે સ્થાપો—શાંતિ૦

—:o:—

## પદ ૧૧.

બ્રહ્મ રહ્યો ભરપુર, સૌમાં બ્રહ્મ ભર્યો ભરપુર. ટેક.
સ્વારથ જંગમ જડ ચૈતનમાં, દેખો નજીકને દુર. સૌ૦ ૧
પશુ પંખી નર ને નારી, કોણ તે સુર અસુર. સૌ૦ ૨
ભરપુર બહાર ભીતર ભાસે, નારાયણનું નુર. સૌ૦ ૩
સામાન્ય વિશેષે સરખો નરખો, ભેદ લહે નહિ ભુર. સૌ૦ ૪
ગણપત કહે સુણ ગોવિંદ દેરા, આરાધી લેજો ઉર. સૌ૦ ૫

—:o:—

## પદ ૧૨.

ધન્ય જેણે હરિગુણ ગાયા—સંસારીયામાં૦ ધન્ય૦
બીજા સૌ જાણજો ભવાયા—સંસારીયામાં૦ ધન્ય૦
હાથી ઘોડા ને સુખપાલ બેઠે શું થયું (૨)
શું થયું મેળવી માયા—સંસારીયામાં૦ ધન્ય૦
કંઠ સાહીને જમ કાઢશે પલકમાં (૨)
દુર રહેશે સુત વિત્ત દારા—સંસારીયામાં૦ ધન્ય૦
દયાના પ્રીતમ ભજો નંદના કુંવરને (૨)
સફળ થાશે તારી કાયા—સંસારીયામાં૦ ધન્ય૦

——:o:——

## પદ ૧૩.

સુખ કહ્યું ન જાય સત્સંગનુરે, (૨)
આઠે અંગમાં આનંદ થાય— સુખ૦
અડસઠ તીરથ એને સૌ આંગણેરે, (૨)
સત્સંગેથી ભેળાં થાય— સુખ૦
એ સુખ ઇંદ્રના લોકથી અધિક છેરે, (૨)
વૈકુંઠથી વધતું જાય— સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણું રે, (૨)
એ તો વેદ પુરાણે વંચાય— સુખ૦

મહેતો નરસિંહ એમાં તો એમ ભણેરે, (૨)
એ તો ઓળખાવે અવિનાશ— સુખ૦

——:૦:——

## પદ ૧૪.

વરમાળા તો વિઠ્ઠલ વરની, છુટે છેડે ફરીએરે રાણાજી;
વર તો વીઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ,
લાજો કોની ધરીએ રાણા, કોના મલાજા કરીએરે રાણાજી—વર.
કાગડાની બુદ્ધિ કાઢી નાખી, માણેક મોતી ચરીએરે રાણાજી—
સોનાં રૂપાં સઘળાં તજીએ, તીલક તુલસી ધરીએરે રાણાજી—
ચીરપટોળાં સઘળાં તજીએ, ધોળાં અંગે ધરીએરે રાણાજી—
શાલીગ્રામની સેવા કરીએ, સંતસમાગમ કરીએરે રાણાજી—
હરતા ને ફરતા સમરણ કરીએ, સંતની સાથે ફરીએરે રાણાજી—
બાઇમીરાં કહેપ્રભુગીરધરના ગુણ, ચરણકમલ ચીતધરીએરેરા—

——:૦:——

## પદ ૧૫.

ભજનકો પરિમાન, એસો હરિ, ભજનકો પરિમાન;
નીચ પાવે ઉંચ પદવી, જલ તરે પાષણ—એસો૦
અધમ ભીલડી અજાત ગુનકા, ચડી જાત વિમાન;
નામ લઇ વૈકુંઠ પામી, બાજતે નીશાન—એસો૦

ચલત તારા ને ચલત મંડલ, ચલત શશી ઓર ભાન;
દાસ ધ્રુવકું અવિચલ પદવી, રામકે દીવાન—એસો૦
રાવણકે દશ શીશ છેદે, કર ગૃહે સારંગપાણ;
બીભીષણકું લંકા દીની, ભક્ત અપનો જાન—એસો૦
નીગમ જાકી સાંખ પૂરે, સુનો સંત સુજાન;
દાસ તુલશી શરણ આયો, રાખીયે ભગવાન—એસો૦

---

## પદ ૧૬.

મારે આવ્યો અલૌકિક દાવરે, કોઇ મને શું કરશે;
માથા સાટે વર્યા મેંતો માવરે, કોઇ મને શું કરશે.
હવે બળે છે જગમાં બલાયરે, કોઇ મને શું કરશે;
મેં તો ભેટ્યા છે ભૂધર રાયરે, કોઇ મને શું કરશે.
અતિ આનંદ થયો છે મારે અંગરે, કોઇ મને શું કરશે;
લાગ્યો રસીયાજીનો રંગરે, કોઇ મને શું કરશે.
થઇ જગમાં અલૌકિક જીતરે, કોઇ મને શું કરશે;
લાગી પૂરણ સલુણા સાથે પ્રીતરે, કોઇ મને શું કરશે.
મારે વહાલે દીધું છે મને માનરે, કોઇ મને શું કરશે;
મને કીધી સૌભાગણ કહાનરે, કોઇ મને શું કરશે.
હવે થયો સંસારીડો ઝેરરે, કોઇ મને શું કરશે;
બ્રહ્માનંદને વહાલે કીધી મહેરરે, કોઇ મને શું કરશે.

---

## પદ ૧૭.

ધન્ય આજની ઘડી રળીઆમણીરે ( ૨ )
મારો વહાલો પધાર્યાની વધામણી હોજીરે—આજની૦
હું તો મોતીડાંના ચોક પુરાવતીરે ( ૨ )
મારા વહાલીડાની આરતી ઉતારતી હોજીરે—આજની
અમે ગ્યાતા વાલમજીને વારણેરે ( ૨ )
મહેતા નરસિંહનો સ્વામી ઉભો બારણે હોજીરે—આજની૦

—:o:—

## પદ ૧૮.

કૃપા વિના પ્રભુજી, કેમ કાર્ય સરેરે (૨)
કેમ કાર્ય સરેરે, કેમ કાર્ય સરેરે—કૃપા૦
અવલંબન આધાર તમારો (૨)
તમ વિના હમારાં કષ્ટ કોણ હરેરે—કષ્ટ૦—કૃપા૦
જગત તણું રક્ષણ કરવાને (૨)
પ્રભુ પ્રતિજ્ઞા તમારી, કદી નવ ફરેરે—કદી૦—કૃપા૦
શરણ તમારૂં ગ્રહણ કીધું છે (૨)
ભવસિંધુ થકી તે તો સત્ય તરેરે--તે તો૦કૃપા૦

—:o:—

## પદ ૧૯.

પ્રભુ છો મંગળકારીરે, મહેશ્વર ભવભય હારી. (ટેક)
બ્રહ્મ સચ્ચિદ્ઘન મુક્તિ પ્રદાતા, સકળ સૃષ્ટના ભૂપ;
એક અખંડ ચરાચર સ્વામી, અનુપમ શાંત સ્વરૂપ—પ્રભુ૦
જય જય જય જય જય જગદીશ્વર, જય પ્રભુ કરૂણાનિધાન;
જય પરબ્રહ્મ પરેશ્વર દાતા, જય શુદ્ધ શક્તિમાન—પ્રભુ૦
સૃષ્ટ વસ્તુથી ભિન્ન છતાં છો, અંતર્યામી ઈશ,
શુદ્ધ ભક્તિમાં લીન કરી લો, એજ માંગુ જગદીશ—પ્રભુ૦
શરણપણું તારૂં ગ્રહણ કીધું છે, રાખી મને વિશ્વાસ;
ચરણ પ્રત્યે પ્રભુ રાખો અમોને, જાણી પોતાનો દાસ—પ્રભુ૦
(પ્રભુ પ્રાર્થના સંગ્રહમાંથી.)

——:૦:——

## પદ ૨૦.

સર્વે ગુણ સંપન્ન સ્વામીરે, સ્તવું તુંને અંતર્યામી. (ટેક)
જય જગત્રાતા વિશ્વવિધાતા, સદ્ગુણ દાતા મહેશ (૨)
મહા મુનીશ્વર તુજ ગુણ ગણતા, પાર ન પામ્યા લેશ—સ૦
એક અજાત અદ્વૈત તમે છો, પૂરણ બ્રહ્મ પરેશ (૨)
અદ્ભુત તારી કૃતિઓ જણાયે, વિશ્વ વિષે વિશ્વેશ—સ૦

ઓ પ્રભુ તારી પ્રભુતા મોટી, વાણીથી નવ વર્ણાય (૨)
પરમ કૃપાળુ પરમ પ્રેમાળુ, પરમ ન્યાયી છો સદાય–સ૦
નમી નમીને પ્રેમ થકી હું, વિનવું જોડી હાથ (૨)
મોક્ષગતિ મને આપો પ્રભુજી, શરણે આવ્યો છું નાથ–સ૦
( પ્રભુ પ્રાર્થના સંગ્રહમાંથી. )

——:o:——

## પદ ૨૧.

## નામ સ્મરણનું મહાત્મય.

હર જગૈ પૈ દેખા કહીં કહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.
જાજાકર ગંગાસાગર સિંધુ નહાયા;
મૈં તેરે ઇશ્કમેં ચારો તરફ ઉઠ ધાયા.
નહીં મૈંને પ્યારે ઔર કહીં તૂ દેખા;
જ્યાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.
જંગલ વસ્તી સબ ઉજાડ હમને છાના;
નહિં દેખા તુઝકો દેખારે સભી જમાના.
કોઇ મતવાલા કહતા હૈ કોઇ મસ્તાના;
જો જો કુછ જિસને કહા વો હમને માના.
ખુબ ખુબ ફિરા દર દરકા હુઆ દિવાના;
નહિં પાયા પ્યારે તેરા કહીં ઠેકાના.

અબ યાદ કરી તો દિલમેં યહીં તૂ દેખા;
જ્યાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.
સર પટક પટક કર પહાડપર દે મારા;
ઔર આહ આહ કર કરકે બહુત પુકારા.
દેખા દેવલ દેહરા ઔર ઠાકુરદ્વારા;
સરતાપા સબકો દેખદેખ કર હારા.
ઘરબાર તજ આલમસે લિયા કનારા;
જેસી કુછ ગુજરી વૈસે કિયા ગુજારા.
યેં બાતેં હમકો યાદ રહી તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.
સબ દેખા હમને ગુલશન ઔર ગુલ્લાલા;
બન ફકીર બન બન ફિરા પહન વનમાલા.
દેખા પત્તા પત્તા ઓ ડાલી ઢાલા;
હૈ સબમેં તૂ ઔર ઓર સબસે રહૈં નિરાલા.
યહ બનારસીકા કલામ રસકા ઢાલા;
હૈ અરજ મેરી યહ સુનો નંદકે લાલા.
તુઝ દિલ પર મેં આશક હું મહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.

——:o:——

## પદ ૨૨.

હુમ તેરી યાદમેં પ્રભુ બોત દીન ભટકે;
અબ મીલે હમે તુમ, આજ ખુલે પટઘટકે.

કઇ બાર ગયાસર, તેરી યાદમે કટકે;
ફીર પાયા મેને, નામ તેરા રટ રટકે.
કીયે રંજ અલંબ મંજુર, જરા નહિ કઠકે;
દીલકી દેહશત સબ નીકલ ગઇ છટ છટકે.
કહી લાખવ જો કે, દીયે હે તુમને ઝટકે;
અબ મીલે હમે તુમ, આજ ખુલે પટઘટકે. ૧

જીસ બખ્ત તુમ્હારી, અલખ નાગની લટકે;
કોઇ ઈધરસે દેખે, ઉધરકો તો ફીર સટકે.
અગર દેખે કાલા નાગ, તો સર કો પટકે;
અલખોં કા ચઢે જો ઝેહેર, તો ધરકો સટકે.
હમ હુએ ભક્ત મજબુત, જહાં કહાં હટકે;
અબ મીલે હમે તુમ, આજ ખુલે પટઘટકે. ૨

પ્રલહાદ ને લાયા દીલ, ભગવત કે દટકે;
સબ સુખ દીયા તન બદન ઉસીપર અટકે.
સુલી પર ચઢે પ્રહલાદ, ઉસીપર મટકે;
નહિ નોંક જરા સુલીકી, જીગરમે ખટકે.

જબ દેખા હમને ઉન્હે, તો દીલ ગીયા ફટકે;
અબ મીલે હમ તુમ, આજ ખુલે પટધટકે. ૩
જબ ખુલેકી વાડે, આપ કપટકે પટકે;
મનમેં પાયે દીદાર તો બનસી ઘટકે;
સીર મોર મુગટ કડ, કસે જરીકે પટકે;
કહે દેવસીંહ યે અજબ, ખેલ નટફટકે.
કહે બનારસી હમ ચાકર નાગર નટકે;
અબ મીલે હમે તુમ, આજ ખુલે પટધટકે. ૪

——:o:——

## પદ ૨૩.

## ઇશ્વરની અકળ ગતિ છે.

### લાવણી.

કહી પુન્ય કરો તો બડા પાપ હોતા હૈ;
કહી પાંપ કીયે સે પુન્ય આપ હોતા હૈ.
કહી અગન મેં રહકે શીતલ તન હોતા હૈ;
કહી જલમેં બસકે અગન રૂપ હોતા હૈ.
કહી દુઃખમેં સુખ હો પ્રાણ મગન હોતા હૈ;
કહી દાન કીએ સે અતી નીરધન હોતા હૈ.
કહી ગાલી દેને સે ભી જાપ હોતા હૈ;
કહી પાપ કરો તો પુન્ય આપ હોતા હૈ.

કહી ભુલ જાઓ તો સબ બીદ્યા આવે હૈ;
વહી પઢે તો વીર ફીર સબી ભૂલ જાવે હૈ.
કહી પવન અહારી હોકે સબ ખાવે હૈ;
કહી ભોગી હો જીતેન્દ્રી કહલાવે હૈ.
કહી આશીષ દેનેસે ભી શ્રાપ હોતા હૈ;
કહી પાપ કરો તો પુન્ય આપ હોતા હૈ.
કહી જૂઠ બોલકે સચા કહલાતા હૈ;
કહી સત્ય બચન કહ નર્ક બીચ જાતા હૈ.
કહી ગુરૂસે લડકે ચેલા ફલ પાતા હૈ;
કુચ્છ ઉસકા ભેદ લખનેમેં નહીં આતા હૈ.
કહી બીયોગ કરકે ભી મીલાપ હોતા હૈ;
કહી પાપ કરો તો પુન્ય આપ હોતા હૈ.
કહી દુરબલ જાય કે પર્વત લે ઉઠાઈ;
કહી અતી બલાવાનસે ઉઠે ન એકો રાઇ.
કહે દેવીસીંગ સચ હૈ ઉસકી પ્રભુતાઇ;
અયે બનારસી તેરી ગતી લખી ન જાઈ.
જો હોતા હૈ વો આપકી આપ હોતા હૈ;
કહી પાપ કરો પુન્ય આપ હોતા હૈ.

## પદ ૨૪

હું તો પરણી મારા પ્રીતમની સંધાત, વહાલાજી હું તો પરણી;
બીજાના મીંઢળ નહિં રે બાંધુરે—હું તો પરણી.

ધઉંરે ચોખલીઆ રાણા, જમવા નથીરે હાં (૨)
વહાલમજી અમે પ્રેમના ટુકડા માગી ખાઇશું રે(૨)—બીજાનાં.
મોતીનીરે માળા રાણા, કામ ન આવેરે હાં (૨)
વહાલમજી અમે તુળશીની માળા પહેરી રહીશું રે(૨) બીજાનાં.
હીરનીરે સાડી રાણા, કામ ન આવેરે હાં (૨)
વહાલમજી અમે ભગવા પહેરીને નીત્ય ફરશું રે (૨)—બીજાનાં.
ચારે ચારે જુગની રાણા, ચોરીઓ ચિત્રાવીરે હાં (૨)
વહાલમજી હું તો મંગળ વરતી છું બે ને ચાર (૨)—બીજાનાં.
બાઇ મીરાં કહે છે પ્રભુ, ગીરધરનાં ગુણ હાં (૨)
વહાલમજી હું તો તમને ભજીને થઇ છું ન્યાળ (૨)—બીજાનાં.

---

## પદ ૨૫

ક્યા બોલે? અબ ક્યા બોલે?
મન મગન ભયા અબ ક્યા બોલે? (૨)
તેરા સાહેબ હે તુજ ભીતર (૨)
બાહેર નેના ક્યા ખોલે—મન૦
સુક્ષ્મણા નાડી અમીરસ લાવે (૨)
પ્યાલા ભર ભર અણતોલે—મન૦
હંસે પાયા માન સરોવર (૨)
દુજી જગ્યા પર બગ ડોલે—મન૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ (૨)
સતગુરૂ પાયા અણમોલે—મન૦

---

## પદ ૨૬

જે કોઇ પીયે પ્રેમકા પ્યાલા,
સોઇ નર મગ્ન ભયા મતવાલા (૨)
છકયા બંકે નહિ અલપલ વાણી,
અંદર ભયા ઉજીયાલારે (૨)
એ મસ્તાના દરશ દીવાના, (૨)
રામ નામ ખુશીયાલા— જે કોઇ.

દાના બોત દરદ નહીં દીલમેં,
હરદમ રહે હોંશીયાલારે (૨)
રોમ રોમ સાહેબસે રાજી (૨)
જ્ઞાની કે ઘરવાલા— જે કોઇ.

મનકુ મારી ચઢી ખુમારી,
ખૂબ ખોજીયા ખ્યાલારે (૨)
સુન ધુન સુરત તુરત સે ચઢીયા (૨)
નીરખ્યા દીન દયાળા— જે કોઇ.

આશક ઇશક ઉસીસું રહેવે,
છુટયા જંગ જંજાળારે (૨)
ઓઇ હરિદાસ અજરાયલ જરીઆ (૨)
નીરભે હુવા નીહાલા— જે કોઇ.

## પદ ૨૭.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ,
સૌનું કરો કલ્યાણ. (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે (૨)
જીવ જંતુનું તમામ–દયાળુ પ્રભુ, સૌનું૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે (૨)
આનંદે રહી આઠો જામ–દયાળુ પ્રભુ, સૌનું૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહીં (૨)
લડે નહીં કોઇ ગામ–દયાળુ પ્રભુ, સૌનું૦
સર્વે જગે સુખકારી વધે ને (૨)
વળી વધે ધન ધાન્ય–દયાળુ પ્રભુ, સૌનું૦
કોઇ કોઇનું બુરૂં ન ઇચ્છે (૨)
સૌનું ઇચ્છે સૌ સમાન–દયાળુ પ્રભુ, સૌનું૦
પોત પોતાના ધર્મ પ્રમાણે (૨)
સર્વ ભજે ભગવાન–દયાળુ પ્રભુ, સૌનું૦

---

આવૃતી ૧લી.] નકલ ૧૦૦૦, [સંવત ૧૯૭૮.
પ્રસિદ્ધ કરનારઃ—શા. હરીલાલ છોટાલાલ મહેતા,
કાલબાદેવી રસ્તો, કાગેલ, ઘર નંબર ૧૭, મુંબઈ, ૨.
છાપનારઃ— મગનલાલ જગજીવનદાસ, (૧૪૫૨–૭૮)
શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ, ૩.